# રામદેવ પીરના વિવાહ

ભાટી હરજીની આવળો, સગાળશા શેઠનું આખ્યાન.

કાચબા કાચબીનું ભજન.




શ્રી હરિહર પુસ્તકાલય ટાવર રોડ-સુરત

# રામદેવ પીરના વિવાહ

# ભાઠી હરજીની સાવળો,

## સગાળશા શેઠનું આખ્યાન,

## કાચબા કાચબીનું ભજન



: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

: : : : ટાવરરોડ : : : :

: : : : સુરત : : : :

છાપનાર : ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક, શ્રી અનાવિલ બંધુ પ્રિન્ટીંગ પ્રેસ. બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળ, સુરત

આવૃત્તિ ૧ લી .. ૧૯૩૯ પ્રત ૨૨૦૦



કિંમત ૦-૨-૦

# રામદેવ પીરના વિવાહ

## ભાટી હરજીની સાવળો તથા ભજનો

વીરામારારે વિવાએ આવ્યાજી,
અને વડી મુરતે તેડાઈ અજમલરા.
પર ઉપકારરિ પરજન પાળણુ હેજી,
દ્વારકા નગરથી ધણી પધાર્યાજી;
પોઢયા પોઢણુ માંહીરે બાવા. વીરા૦ ૧

અજમલ ઘરે હુઇ વધાઇજી,
તો પીંગલગઢ પરણાયરે બાવા.
રાતે સુતીમે સ્વપ્નું લાધ્યુંજી,
અને લાધ્યુ સમરથ વાળરે બાવા. વીરા૦ ૨

વીરાજીનો વીવાહ રચીએજી,
હરિ અને આણાં આયાજી;
તો હળી વાત સુણાઇરે બાવા. વીરા૦ ૩

સાસુરે વારે સસરો વરેજી,
વારે લોલ લોકાઇરે બાવા.
કહે સસરો તમે સાંભળજો વહુ વર રાણીબા,
તુમ એવે શુકન મત જાઓરે બાવા. વીરા૦ ૪

દાદો રણસિ પિતા અજેસિંહજી,
એની પરચુ પીર ઇરે બાવા.
કુળમાં જ્યારામદે કરણી ઘરજી,
તો શીહ રામદે સરખા ભાઇરે બાવા વીરા૦ ૫
પાટણમાં પઢીઆર વસેલાજી,
ને ઠાકર હીમર ઠાયરે બાવા.
ભર્યો આઓરે ઠલા આવોજી,
તો ફેર ઢોર નહી પયરે બાવા. વીરા૦ ૬
ડાબા જમણા તીતર બોલેજી,
અને બોલે બોલે બીલાઇરે બાવા.
હુરં.આ બાગમાં કોયલ બોલેજી,
તોયરે શુકન થયાં સવાઇરે બાવા. વીરા૦ ૭
પાટણથી પરવરી ચાલીયાજી,
અને દીધાં તે રથ ખોડ્ઇરે બાવા.
એક પલકમા પોકણ પાતાજી,
તો હોયે મારા વીરને વધાઇરે બાવા. વીરા૦ ૮
ફુલ મજુસના કાઢયાજી,
અને આરતીયુ ઉતારાઇરે બાવા.
પીઠ પાયક રામ બોલીયાજી,
તો મારી સુગણા બેન ભલે આઇરે બાવા. વીરા૦ ૯
પોકણથી પરવારી ચાલીયાજી,
અને દીધાં રથ ખોડાઇરે બાવા.

એક પલકમાં પીગળ પોતાજી,
તો લીયમા વીર વધાઇ બાવા વીરા૦ ૧૦

માધવડા મેં જાણ્યો નોતોજી,
તો મોત કહેથી આઇરે બ વા.
તુરક્ષું સાંગે ગયું જ વારેજી,
તે સમરે નહી ઘર બાઇરે બાવા. વીરા૦ ૧૧

ચોથે આંટ્રો ચોરીયે ફરતાજી,
અને ઓનીએ રાગ સંભરાઇરે
પીટ પાએક પી રામદે બોલીયાજી,
તો મારે ઘોડલે જીન કરાઇરે બાવા. વીરા૦ ૧૨

સોઢા ઉભા અરજ હાનીયેજી,
પીરનો ગુનો અમારો કાંઇરે બાવા.
પીઠ પાએક પીર રામદે બોલ્યાજી,
તો મારે ઘેર સુરાઇરે બાવા. વીરા૦ ૧૩

પીગળથી પરવરી ચાલીયાજી,
અને દીધો તે રથ એ બાઇરે બ વા,
અને દીયો મારી બેનને વધાઇરે બાવા. વીરા૦ ૧૪

વીર તણા વોરતીયા આવ્યાજી,
અને આવ્યા તે સમરથ સાઉરે બાવા.
કંકુ કેસરન બીરાજેજી,
અને શાખલીયા ચોડાઇરે બાવા. વીરા૦ ૧૫

લાખુ આવઇ લક્ષ્મી આવેજી,
અને આવે લોકા લોકાઇરે બાવા
પીંઠ પાએક પીર રામદે બોલ્યાજી,
તો થારા સગુણા બેન કેમન અઇ બાવા. વીર૦ ૧૬
છનછન નોબત વાગેજી,
અને સાહેલીઓ મંગળ ગાઈ કે બાવા.
પીંઠ પાએક પીર રામદે બોલ્યાજી,
તો માહી સગુણા બેન ભલે આઇરે બાવા. વીરા૦ ૧૭
સ્વપ્નમા મે હારલો લીધોજી,
અને માણેક મેલું થયરે બાવા.
ખોટો હીરો મને ખરો કરી દયોજી,
તો મારા રામદે સરખા ભાઈરે બાવા. વીરા૦ ૧૮
અને તેના બાય સ્થાપક સાચાજી,
એ સ્વપ્ને સર્વ ગત જાયરે બાવા.
એ સ્વપ્નો તે જુઠો લીધોજી,
આ કેમ સાચો હોઇ જાયરે બાવા. વીરા૦ ૧૯
મોરે રામને કેડે બાઇજી,
અને આયા મંદિર માંયરે બાવા.
મામા મામા કરી મળ્યા ભાણુજાજી,
તો મામા કંઠે ગઇ મેહી માઇરે બાવા. વીરા૦ ૨૦
અમર પાઘડી વીરા તમારીજી,
અને અવિચળ રાજકરાઇરે બાવા.

રાજા આંગણે રમે બાળકોજી,
તો બેન બાર બોલાઇરે બાવા. વીરા૦ ૨૧
પિંગલ ઉછરંગ પોશક ઉછરંગજી,
અને ઉછરંગ પાટણ ગાદીરે બાવા.
હરી ચરણે હરજી મેલ્યાજી.
તો દીયા આશીષ મીરાબાઇરે બાવા. વીરા૦ ૨૨

## ભાટી હરજીની રામદેવપીરની સાવળ.

જીરે બાપજી ભજન વિના મારી, ભુખ ન ભાગે હેજી,
સમરણ બિના મારી તરપ ન જાય;
અવરા દેવને હું નહિ ચાચુરે, હેજી.
કૃપા કરીને રામદે દયાળ એજેમલ ઘેર અવતારધર્યો હેજીટેક.
જીરે બાપજી આદ જુગના અમર કુળ અરસહેજી,
અવતારણ રામો દીનયાળ દુઃખ દારિદ્ર ટાળી સુખદેજોરેહેજી.
સેવક તણા રામો સદ રખવાળ,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી.
જીરે બાયજી મેં કુડા કે મેરા સતગુરૂ સાગા હેજી.
જનમો જનમના કાપ જાળ બની ઠની ગુરૂ વાટેને ઘાટે હેજી.
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી. ૩
જીરે બાપજી પાંખ વિના પંખી કેમ ઉડશેજી,
જળ વિના મછીયાના કોણ હવાલ, ૪
રાજ વિનાની કોણ ગતી મેરી હોજી.
લખપતી રામો સદા રખવાળ,
અજમલ ઘેરે અવતાર ધર્યો હેજી. ૫

જીરે બાપજી મેં ગોરીને મહારાજ મળીયા હેજી,
મળીયારે માલાની જારી દરી ચરણે બાહી હરજી બોલ્યા હેજી,
રામદે પીર મને પડછો દેખાડો,
અજમલ ઘેર અવતાર ધર્યો હેજી.

સાવળ ૨ જી.

ચડો ચડો અજમલ રામા એક વાર ઘોડલે જીન ધરો.
પીરજી દ્વારકા રોકાઈ રહ્યા રામો દ્વારકા રેકાઈ રહ્યા,
તરે મારવાડ દેશમાં વખો પડયો હોજી,
ઘડ દિલ્લીથી ચડયો બાદશાહ ગામ રણુજા ઘેર ઘાલ્યો ચ.
કોણ કુંવારી સોમ ભણીને રામા કુંવરની આણ ફરે ચ.
અજમલજીની સોમ ભણીને રામા કુંવરની આણ ફરે ચ.
લીલુડા નેજા તોડ દીયે ગળીયેલ નેજા રોપ દીયા ચ.
ગામ રણુજામાં ગાય વેધાણુ લાલ દેવરા રગચડે ચ.
માતા મીલણદે રૂદન કરે છે તારા મોદીખાના બંધ હુવા ચ.
કોરો કોરો કાગળ લખે ભાટી હરજી, વધ્યા પંડિતની સાહી પડે
દ્વારકાથી પીર રામદે ચડીયા, ચપો કુપો એની વારે ચડયા,
ગઢ ગીરનારથી ગોરખ ચડીયા, ચોરાશી સિદ્ધ એનીવારે ચડયા
મેવાડમેથી મલીનનાથ ચડીયા, બાવન વીર એનીવારે ચડયા
આબુ ગઢથી કુંભો રાણો ચડીયા, ચોસઠ જોગણીએનીવારેચડયા
ઓખ ગેમરી માલે જે જુજું બાદશાહના તંબુડા તોડ દીયા ચ.
હેઠ બાદશાહ ઉપર ઢાળીયો તે હંસલો રમણ કરે ચ.

ઉભી ઉભી હુરા અરજ કરે છે હીદવા બાદશાહને છોડી દીયો
દીલી શહેરમાં દેવળ અણાવું, ઘેરઘેર રામના જાપ જપે ચ.
સવા લાખની દેગ ચડાવું સવા લાખનું છતર ચડે. ચ.
આદ ઉગારો સેવક તમારો, હુજો ધણી મી વનટીયા ચ.
કરી ચરણે ભાટી હરજી બોલ્યા, સદાય ધણીમારી સંગે રમ્યા.

સાવણ ૩ જી.

આવો મારા નકળંગી શ્યામ, નીજાનંદીરે હોજી.
અમરૂ સ્વામ સંતુરો તારણ ભક્ત ઓધારણ ભારી.
તમે આવો મારા રામદેવજી નીજારીરે હોજી;
અજમલ ઘરે અવતારીરે, હોજી. તમે૦
ચડીયા સરૂસાદ સલુણા પર, તપીયા તપ તપ કરારીરે હોજી.
હોય નરસિંહ રાખો વણ ઉરૂબુતા ઉતારી,
તમે આવો મારા રામદેવજી, નીજારીરે હોજી. તમે૦
અશારી સેધુણ લુણ રીમસરી, કરડ રો ગીરધારીરે હોજી.
દ્રડે રમતા તો દેવ વીધારો ઉજડ ભોમી વરમાઈ. તમે૦
બુડતા વાણ વાણીયો સમરે, ઉભી રામ પોકારીરે હોજી.
ચોપાટે રમત ભુજા પસારી રામા ખેંચલીયો કર ઝાલી,
તમે આવો મારા નકળંગા નેજાધારી, રે હોજી.
સવારથી સાથરે સુતો રામા રૂદન કરે નરનારી હોજી.
કરી હેલા હાજર કરી વીના, રામા રમવા હુવા તૈયારી ત૦

## સાવળ ૪ થી.

ગુણ વખાણું અતિ ભારી અલકારા, ગુણ વખાણું અતિ ભારીરે.
સંકટ કાપો સહાય માગુ નકળંગી નામજ ધારી ટેક.
પહેલો પરચો રામે દુધનો પુરો, ઉકળતી દેગ ઠરીરે હોજી.
દીનોનાથ જ્યારે ભુવન પધાર્યા, પછી મંદીરે પધાર્યા મોરારી અ.
રામદે પીર જ્યારે પલંગે પોઢયા, ભેળા વીરમદે ભાઈરે હોજી.
માત પીતાના મન હરખાણા, ઘેર ઘેર બાંધી વધાઈ અલક;
સુવેલો વાછડો જીવાડયો રામદેવ, વેળાણું ગાય દેવરાવીરે હોજી.
એની સજનાના સંકટ કાપ્યા દાળદ લીધા ઉગારી. અલક૦
ખમો ખમો પીર રામદેને સગરૂ ઉચ્ચરે અલક અવતારીરે હોજી.
ગુરૂ પ્રતાપે બોલ્યા ભાટી હરજી, ધણી ધર્યો નેજા ધારી અ૦

## સાવળ ૫ મી.

જીલા જાટડી બની જાવને હુશીયાર. રે.
મારી ઓગણીશ અજવાના રામા આવજો હેજી.
તમે હાંકો લીલાને વહેલા આવજોરે હોજી.
પશ્ચિમ ધરામાં રામો પીર પ્રગટયા હોજી. મારી૦
પરચો દીધો વણુંની મોઝારરે—મારા હાંકેમ લીલાને.
મધરે દરીયામાં બેડી લાગી બુડવારેજી,
આવો આવો કાંઇ વાણીયાની વારરે— મારી૦
પારસ નાથને પોકારે પેલો, વાણીયોરેજી—
પારસ નાવે તેની પાસરે— મારી૦

રામદે ને વીરાદે રમતા સોગઠેરેજી.

જાવું જાવું કાંઇ વાણીઆની વ્હારેરે— મારી૦

લીલુડા પલાણ રામદેએ માંડીયારે હેજી.

બુડતા તાર્યો એલા વાણીઆના વહાણરે— મારી૦

ઝેરના કટોરા રાણાજી મોકલેરે હેજી.

દેજો દેજો મીરાંબાઇને હાથરે-તમે૦ મારી૦

એતો અમૃત કરી પી ગયાં હેજી,

આવ્યા છે કાંઇ અમીના ઓડકારરે— મારી૦

નરસઇયાની નિંદા માંડીરે હેજી,

હારતો આવ્યો સભાની મોઝારરે. મારી૦

લાખા ગૃહમાં પુર્યા પાંડવોરે હેજી,

હાર્યો હાર્યો હસ્તનપુરમાં રાજરે, મારી૦

પત્રીકા લખીને રામા પીરને મોકલીરે હેજી,

વાંચી વાચી આવો વારરે. મારી૦

દ્વારકામાં પથરા ભાંગ્યા કોલવોરે હેજી,

દેવળ ફેરવી દીધા છે કેદારરે. મારી૦

ગુરૂને પ્રતાપે હરજી ભાટી બોલીયોરે હેજી,

દેજો દેજો સાધુ ચરણમાં વાસરે,

## સાવળ ૬ ઠી.

વાગે ભડાકા ભારી ભજનના, વાગે ભડાકા ભારીરે હેજી,

બાર બીજના ધણીને સમરૂ, નકળંગી નેજા ધારી, ભજ૦

ધરૂવરાજાને અમ્મર સ્થાપ્યે, પ્રહેલાદ ઉગાર્યો પડમારીરે હેજી,
સંધ્યાળે દૈત્ય સહાર્યો હરિ એ નોર વધારી.
તારાદેનું સત રાખવા, માળી થયા છે મોરારીરે હેજી,
માલે રૂપાના હેરણા દેર્યો, આશધે મોજડીયુ ઉતારી. ભજ૦
તોળીએ ત્રણ પુરૂષ તાર્યો, જેસલ વરડાની નારીરે હેજી;
સુધનવાના નામ પ્રતાપ, ઉકળતા કહા કડા ઠરીરે. ભજ૦
પલે પલે પીર રામદેને સમરો, છે અલક અવતારીરે હોજી,
હરી ચરણે ભાઠી હરજી બોલ્યા, ધની ધાર્યા નેજાધારી ભજ૦

## સાવળ ૭ મી.

તારો ભરોસો મને ભારી અજમલ તારો ભરોસો મને ભારીરેજી,
ભાગ્ય બડા જેને ભગવત મળીયા, રામો કુવર નેજાધારી અજ.
મંજારીનાં બાલ બચ્ચાં ઉગાર્યાં બળતી અગ્નિ માંયરેજી,
ભક્ત પ્રહુલાદની પ્રતમાં પાળી, માર્યો હિરકંશરાય અજ.
કૌરવો પાંડવ ભારથ રચ્યું, આવ્યા છે માર મારીરેજી,
ટીટોડીના બ્હાલે ઇંડાં ઉગાર્યાં પ્રગટ પરચે ભારી. અજ.
ગીરધારીએ ગામ ગોકુળ વસાવ્યું, પરમની ગયો ચારીરેજી,
પેસી પાતાળ કાળાનાગ નાથયો પ્રગટ રયો આપી. અજ.
ગિરિ ગોવર્ધન કરમાં ધાર્યો, ઇંદ્રનો મદ ઉતાર્યોરેજી,
વાસુદેવ દેવકીનું દુઃખજ ટાળવા, મામા કંસને માર્યો. અજ.
ગજગજ જ્યારે હુવા પ્યાસ, ચાલ્યા સરોવરમાંયરેજી;
જઇ જઇ બ્હાલે ઝુંપને માર્યો ઉગાર્યો ગજરાય, અજ.

સેન ભગતના સંશય મટ્યા આપે બન્યા હરિ નાઇયેણી,
દ્વારકા જોડીમાં હઠીજી બોલ્યા અમીરસ વાણી, અજ.

## દલા વાણીયાની રામદેપીરની સાવળ.

અરજ સાંભળો રણુજાના રાય,
હુકમ કરી તો પીર જાતરાએ જાય;
મારી અરજ સાંભળોજી. મારી અરજ૦
ગુજરાતી વાણીયો જાત્રાએ જાય,
માલ દેખીને ચોર વાંસે થાય. મારી અરજ૦
જાડી જાડી ઝાડીયુ, વસમી વાટ,
બે જણા વાણીયાને ત્રીજો થયા સાથ. મારી અરજ૦
ઉંચા ઉંચા ડુંગરા વચમાં, ઝાડ;
મારી નાંખ્યો વાણીયો ને માલ, લઈ ગયા ચોર. મારી અરજ૦
ઉભી ઉભી અબળા કરે, પોકાર,
સોગઠે રમતાં પીરને ગયો છે અવાજ. મારી અરજ૦
લીલુડો ઘોડો હાથમાં તીર,
વાણિયાની વા'રે આવ્યા રામદેપીર. મારી અરજ૦
ઉઠ ઉઠ વાણિયણ ધડ માથું જોડ,
ત્રણ ભુવનમાંથી, શોધી લાવું ચોર. મારી અરજ૦
કહું છુ ચોર તમે, કેટલેક જાઓ;
વાણિયાનો માલ તમે કેટલા દહાડા ખાવ. મારી અરજ૦
આંખે કરૂ આંધળો દીસે કાઢું કોઢ;
દુનીયા જાણે આ તો રામાપીરનો ચોર. મારી અરજ૦

ાય દલુ વાણિયોને ભલી રાખી ટેક.
ણુંજા શહેરમાં વાણિયે પેરી લીધો ભેખ. મારી અરજ૦

## ભજન.

આદનાથ ગુણુપતજીને સમરૂ, સરસતી રૂદામાંઇ હેહેજી.
નીત ઉઠે કવરતવચાને સીમરે, તો ભુલને રાય બતાઇ.
ટેક–બાપજી આરાદે, ઘણી આઇ હેહેજી.
કર હંસલે અસવારી ચનદાતા, આરાદે પીર આઇ હેહેજી.
માતા મેણાદે પીતા અજમાલજી, વડા વીરમદે ભાઇહેહેજી.
બાળનાથરો હેવ જે બાળકો તો સીરપર હાથ ધરાઇ બાપજી. ૨
કુડા ને કપટી લોભી લાલચુ, જમલા મેમતી ભુલાઇ હેહેજી.
ઉણ કુડીયાંસે મારે હેડી સગાઇ, દાતા પાપીયાંરો પલો છુડાઇ. ૩
ભેર વરાહસને રામ મારીયો, જુનોડી લોગ વસાઇ હેહેજી.
કારકુંડને દેન ગાડાગો તો, બજરમલા સરકાઇ બાપજી. ૪
ગામ રણુ જે ધામ ધણીયારા, પેરસે જ્યાં રીસફળકમાઇ હેહેજી.
પરરચ જકે પરમપદ પાયા તો, ભુલાને રાહ બતાઇ બાપજી ૫
સદા નામ મેઘાજી મળીયાગમાના ભારથી ગોળબાઇ હોજી.
ગોપાળભારથી સરણુંમે બોલે, વારા બાંનારા બીરદ સંભાઇ. ૬

## ભજન.

અબ તુમ દયા કરો શ્રી રામદેજી, અજમલકે હેવાને વ લે. ટેક.
અજમલ તેરા ધ્યાન લગાયા, સમદરમે દરસન પાયા.
વચનારા બાંધા આયાજી મેણાકે, ભગાને વાલે અબ.

ઘેડા રોટાલ ગયા ગુરૂ, બાળીનાથજી પાયા,
ભેરવા રાકસ માર હટાયા, જુની સોમ વસાને વાલે અમ. ૨
નાવ બીઓ તારી તારી સમદરમે, ભઓ વધારી.
મીસરીકી કરદી ખારી એસા હાંબુ સુકાને વલે અમ. ૩
ચોરી મુગણુ દે બાઈ વો, પીગળગઢ પરણુઈ.
રતનારાયકાને જેલ છોડાઈ, એસા વેવાઈ કહાને વાલે અમ. ૪
ઘર ધારૂરે આયા બાઈ રૂપાને, જમલે બોલાયા.
રાવળ માલદેજી ખડક ઉઠયા, થાળીમે બાગ રચાને વાલે અમ. ૫
કેતાક સંત ઓધરીયા તેરા, જુગ જુગ સીંમરણુ કરીયા.
ગોકળદાસ ગુણુ થેરા ગાયારે, સેખરી ટેક રાખને વાલે અમ. ૬

ભજન.

રામાકુંવર રઘુવંશીરે રાજાને, કરણીકરે, સીમરો કીરતારહાંહાંર.
દસમીરણીદીનમાસ ભાદરવોતો, અગીયારસબાવેલીયો અવતાર
અગીયારસ બાવે લીયો અવતાર હો ટેર રૂડીરેણુ રામદેજ.
મીયાંએહાં રૂડીરેણુરા રામદેવ મલીયાને, પીર અવતારયોરેહાં.
માતા મેણાદેરા પુર્યામહોવશા અજમાલજી, રીબાવેપુરીહે આથ.
મેણુ બાગેને ટુટ્યા મારા જાતો ગઢપોકણુ બાવે લીયો.
અવતાર રૂડી. ૨
સુવાચંદણુને સોનું સોળસું સતીયે, સજીયા સેળે સણુગાર.
મોતીમેવારા થાળ તો પીરસીયા, તો ઘરઘર વરતી જે.
મંગળાચાર રૂડી. ૩
ઢેલ નગારાને નોબત વાજે બીના ઝાલર બાજે ઝણુકાર.

નીકળંગી વાજા પીરાં ગેળી, વાજે તો ગાવો માગળને.
વધાવે તેનો બાળ રૂડી. ૪

એડી તો લેને બાવો બટમે પધારીયાને, ગાયાતણાં હરહુવાગોવાળ.
હાથ કરજોડ વીરમદેજી બોલે તો, રાંમાંકંવરથે ઉતારો માને
પાર રૂડી. ૫

## ભજન.

પારણામે આવે મારા પ્રેમ પ્રભુ, પોઢીત્યાંહે તો હાલરીયાજીયોટેર.
હુલરાયા રમતા રામદેરણું જામે, આયાહા પીરજી.
પોકુણગઢ પધારીયા હાંહાં. ૧

આ પીરજી જલમીયાજદે આલમ, જાણીયો હે.
તો દૂર રહી આણુ દુવાજી જીઓ, રમતા. ૨

માતા મેણાદે જ્યાંરા પીતા, અજમલજી હે.
તો રાણી નેતલદે, વર પાયા જીઓ, રમતા. ૩

વખરી વેગા તો રામા વાણીયાને, તારીયો હે.
તો હડયે રમતાં દઈયતને, મારીયો જીઓ, રમત. ૪

રાકસ મારે ને રામા ભોમકા, વસઇ હે
તો પીરજી મોતીડે, વધાયા જીઓ, રમત. ૫

ઘરે ઘરૂરે ઘરેજમલો જગાયો હે.
તો બાઈ રૂપાને વાચક, આયા જીઓ રમત. ૬

એચને ખડક રાવળ માલજી કોપીયા હે.
તો થાળીમાંવ બાગ લગાયા જીઓ, રમત. ૭

બાઇ સુગણુરાંમે સોગ ભગાવીયા, હે તો મુવેલા બાળ
જીવયા જીઓ રમત. ૮

હરરાચરણાંમે ભાટી હરજીજી બોલીયા હે.
તો ચરણાંમે શીશ નમાયા જીઓ, રમત. ૯

ભજન.

ચ્યાંનને તો ધ્યાંનરી ગાંડડી લે બાયા હો બાવાજીઅણનું અરા;
આગેમતી ખોલો માગ જરા મારા, વીરારે દેયાં માંચલ';
હીરા હો બાવજી ટેક. ૧

હાથમે દીવલીયો નુગરાંને ચાંદ્રણો, નહી સુજે હો બાવાજી
ગરૂમમ દીવો લે શાયા સોજો મારા વીર. ૨

ભાંગરા પીધેલારી નુગરારી તરસના નહી ભાંગી હો બાવાજી
ઓ દારૂરો પીધેલા મત, હીણો મારા વીરા. ૩

નેણાંરે આંજણીયે હારે કુપથે મત રીઝો હો બાવાજી
આ પરનારી મોચેલા પરળે જાવે મારા વીરા. ૪

નવરાંરાં ટીકાય તણાઓ રામદેજી બોલે હો બાવાજી
આયો ડા અજસરાયે હે, મતી ભુલો મારા વીરા. ૫

ભજન.

ભેંસ દેવરાવું હે હરરે ભુરકી ચાણરી ખીરતો રંધાવુ હે
પે લાજી માડાં હે મારા. ૧

સામને સુગણાં દેરા વીરા હે....ટેર....હાલો હર રીસૈયા
હે જાવો દેવળે.

રાજા રાંમદે વધાવાંહે ભાઇ હાલો હર રીસૈયા હે.
બાઇ જોયા મહરીયા મે જોયા માળીયા જોયા રાજ દરબારે હે

ભાઇ જોયા વાડીમાં હે જોયા બાગમે જોયા હાટ બજારાં હે.
ભાઈ વાટવના છેડા હે વીર વીન્દુ સત્ર રામદે બતાવે હે.
કીયે એ લાણુ હો હરને ઓળખું કીયે નેણ અણુત્યારે હે ૩
માથે પચરંગીયે હરે મોળીયો ગળે મોહનમાળા હે.
વેળ ગેડીયો હે હરરે હાથમે જોયા દદીયે રમત હે...૪
અણુવણું જારી લોસમે સૈયાં મંગળ ગાયા હે.
બાઇ અરજ કરે ને હે હરજી ભોલીયા લીલે નારલેવધાયા. ૫

ભજન

રાણીધરા અમર નેમ લીધા જદુણીઆ વારના.
અજર રામને વસતાં દીની જ્યાં દનકા વકતાર. રાણી. ૧
ઠેર ગુરાંસેપર તીનરાંયો એસી ગુરાંસે પરતીત રાખો ચાર જુગરી રાચ.
પાળો અલખ ગરા પ ય પુજે પુજ્યાં પારખ પડે.
ભીખ રામદે સાચી ભણે હાં એ હાં.........
રાણી એક જોગી જુગાં પેહલે મારા પ્રેમ ગરૂરે પાસ.
ઉપે મસ્તક ઝુલત જ્યાંને નીજ્યા ધમરી આસ, રાણી. ૨
જાણે સતીયાંયો નેમ લીધા જ્યારે ધરણુ હુંદા બાર.
ઈંદ્રરે ઘરે આરાકા રાણુ ભેટીયા દેની અ.ર. રાણી. ૩
રાણી કોડ કુંજર કનક ભરીયા સોમ દાન પચાસરે.
અતરો દાન ગંગાજી અળપો તોય નીજ્યા ધમમહકકાર. ૪
રાણી લાખ હીરાને કોડ મોતી પદમ કોડ પચાસરે.
અતરો દાન પોહણુજી અળપો તોય, નીજ્યા ધમ હદકાર ૫

## ભજન

પાંચ પીર મુલતાન મુલક રાજા વેતો હીંદવાંને મળવા આયાજી.
ટેક....ધન બાવાજી મારા સૈંયાજી આદ પીરતો મુસલમાનજી.
હીંદવા પીર નવ દેખ્યાજી આદ પીર તો મુસલમાનજી. ધન ૧
સવા હાથકી જાજમ બીછાઇજી, તુમ બેઠોની સગ સૈંયાજી. ૨
એક બેઠા દોય બેઠા, પાંચ ફકીરજી ધન. ૩
સવા શેરકી દેગ ચઢાઇજી નાંય ઓચી ચોખા ચાવલજી. ૪
પેલો કે મારે ઘેવર લાડુજી દુજારે છુટા ચુરમાજી ધન. ૫
તીજો કે મારે લ.વો લાફસીજી, ચોથારે સેવ સુંવાળીજી. ૬
પાંચમો કે મારે ઉજળા ચોખાજી, છઠ્ઠારે ઠંડા ટુકડાજી ૭
મોરાકે ભાઇ વાસણુ આપણાજી, વાસણુ મકકે મદીનેજી. ૮
રામા પીર ધણી ભુજા પસારીજી એક પલમે વાસણ લાયાજી ૯
એક હાથ મુલતાન મુલકમેજી દુજો મકકે મદીનેજી ૧૦
ઝોળી ઝંડા પવન પાવડીજી એક પલમે હાજર કરદીયાજી ૧૧
બડા પીગંબર બોલેજી આપ હીંદવા પીર તુમ સચાજી ૧૨

## ભજન.

### હરજી ભાટીને રામદેવજી મળ્યાની નીશાની.

પેલારે પરચા ગરૂ પરસીયે હાં રૂપે મળ્યારે રેમાની
હરજી કેને રહેલો મારીયો હાં મુખડે મીઠી વાણી ટેક. ૧
વારીઓ વારીઓ મારા સાહેબા હાં થાં પર કાયા ખુરબાંણી
સંતરો હેરો હાના સાંભળો હાં છોડયા દુધ જળ પાણી
કળજુગ આયો રામા કેરે રાખો હાં એહાં.

સેતીસીંગને ઝંઝરકંથા હા નેજાને નીસાંણી;
હુરચરણુબામે હુંજી બોલ્યા હાં પીરજી મળયારી નીસાંણી.

### ભજન.

પીરજી હે। સીંધુ નગારા હેવાજી પીરાંવાજે રહીગણુવા
આયો મીર સંઘડી તણો હોજી અશે ઘેરી રણું જરી ગાય-ટેક.
બંધવા છોડાવો પીરાં ગાયાં તણા હેજી ઉભી સેતો રામ
સરોવર પાળ બંધવા છોડાવો પીરાં રાવળા પોજી
પીરજી હોય વઉવાં સારી હે વીનવે હોજી માંરા સસરા સુનો
જાગથાં જાગ્યા મારા શરજ સરે હોજી માંગ તો દુઃખ જાવે ભાગ
પીરજી હોં દેવરાને લાખી વચે હોજી પીરાં ઉઠે રહી રડતાળ
સુરવાી સીમાડા હે લાગીયા હેજી પીરાં બાંધે હેગ્યા હેગોવાળ
પીરજી હો સુતાયે સુખભર પોઢીઃજી થાને અમઘટની હઅપાર
અમજાગો અજમાલજરા હેજી પીરાં અસુરા ગોકીયો અનીયાવ
પીરજી હો ભળહળ ભડાભાંગ કયા હોજી ઉઠયા રાંમો રજ
કુંવાર પાણુકડણુ રાંમદે હોજી મેડા મંગળાયો ને માળબ પ
પીરજી હો સીંઘડીમેયાં ન ચાંપીયા હોજી પીરાં ધુમે રહ્યો મે
કાય અનવી અસુરની માવાંમા હોજી પીરાં પગે લગાયા પાય
પીરજી હો ઘરગર થાન અલેખગ હોજી પીરાં ઘરઘર મંગળા
ચાર હરચરણુંમે હુરજી ભણેહોજી મારે સદા કુંવરજી રીસ ચા

### ભજન.

આદકી ઉતપત કુંણુહે મદર કેરા ગાજ કુંણુ હે
વેદ કેરા મંત્ર સાધુડાં કુંણુકે રકા

ભાઈ પુછો પુરા પંડતાંને તેડાવો જાણીયા ભેરીડારે ભાઈ ૧

નેમરા ગરૂ કુંણ હે રહા હાં હાં એ હાં

ભાઈ જમી કેરી જાત કુંણહે સમ પ્રથવીકા રૂપ કુંહે ૨

પાણી કેરા બીજ સાધુડા કુંણ હે રે હા પુછો.

ભાઈ સંતકી એકસાર કુંણહે સારમાયલી ધાર કુંણ હે

ધારમે એક ધીરપ ઞખે વો નીરંજન કુંણહે રહાં પુછો.

ભાઈ નાથજી કાલીંગ કુંણહે ભવાંનીકા ભંગ કુંણ હે

ભંગમે એક જોતાં જાગી વેતો હેલીયાં કુંણહે રહાં પુછો.

ભાઈ કતવારીકા વીતર કુંણ હે વાંઝણીકા પુતર કુંણ હે

સુતરબાધે જુઠ બોલે વો તો નુગરો કુંણ હે રહાં પુછો.

ભાઈ કળજુગી કરતુક કુંણ હે મેઘડીકા વરણ કુંણ હે

બોલીયા સીવ રામદેવ અવતાર સાધુડા સાજયાં મળે હા પુછો.

## ભજન.

થળવટેમે થાંવ પીનાંરા થપાંણુંજી.

જયાં રોપડછો પરદેશાંમાંઇ હો મારાજા.

દાદરણ સાજધારા પીતા અજમાલજી હેજી

જયાં રાવડા પીરમદે ભાઇ હો મારાજા—પુરા

પુર સરાંમા પાર ઉતારો સદા રામ માંને સરણું મે રાખો,

હીંદવા કુંવર બેડા પાર ઉતારો હેજી.

વચન કોલ શું વાણીયો આલીયો હોજી,

વણજ કીયો ઘણો બારીહો મારાજા.

ચોપટ રમતાં ધણી ભુજાયા પસારી હોજી,
એવો તારવીયો વેપારી હો મારાજા—પુરા
તીનતો હાહારો લાછડીયો મરેલો હોજી,
એવી મુવે વાછડીયે ફલમાણી ગાય.
હાડ ગુડ જયાં શરખીયે ચાધા હોજી,
જયાંથી ખાલડી આંગણીયે સુકાઈહો મારાજા—પુરા
વડીરે ભોજાઈથારી અન ખડી હાહો,
લીધાં દાતણી ચારી નેમ હો મારાજા—પુરા
ધર અવતાર લીયો કીધુ કાર હોજી,
થે તો મહદે પીરાયાં ખેલોહો મારાજા—પુરા
અમર કોરડો ધણી હાથ રભાયો હે જી,
ઓથે ચાબડો ને ચટકો લગાયેહો મારાજા—પુરા
ઉઠને વાછડીયો ધાવણને લાગો હેજી,
એવો પીરજીયે મહકો બતાવ્યો હો મારાજા—પુરા
ઉઠો ને ભાભીજી ગાવંતરી ને મેળો હોજી,
થે તો દાતણ કરને કીયાં મન લઈ.
હરચરણે ભાટી હરજી બોલ હોજી,
વેતો અમર હુવા કુળરેતાઈ હો મારાજા—પુરા

## ભજન.

અઠ દફડીથી ચઢે બાદસાંહ એવેરણું જા ઘેર લીયા હોજી,
કીયા ઠાકરરો ગામ રાણુંને કીયા કુંવરની આણ ફરે હે જી,
અજમાલજીરો ગામ રણુંજોને રાંમાં કુંવરરી આંણ ફરે હેજી.

ગાંમ રણુજારી ઝાડી કપાવેને બાદશારા તંબુ ખડાકીયા હે જી,
કોરા કોરા કાગદ લખે ભાટી હરજી વજો પંડત પરમાંણુા લખેડો.
વજે પંડત તાંસાંની કીધીને લાલ દેવળે લખે લીયે હો.
ઉડતા પરમાણુ વાંચે રાંમદે ચઢે ચઢો પીર વેગે ચઢો હો,
આયનો દ્વવારકાં મેરમેરીયા ને તુરકાંહાંદે રાજા હવો હો.
મેર બાકરા ઘણા વઢીજે ને ગાયારે, ગાળા પડે હે જી.
ચઢો ચઢોને હીંદ વાણીરે સુરા એકવાર ઘોડલે ઝીણુપરો હો.
આપતો રામદે વેગા પધારોને મવરા પ્યાલા તો ફરેરીયા હો.
મેવાનગરથી ગઢ માલદે જમણી ભુજા મેડતીયો ચઢે હો.
સતાદીપસે ચઢે બવાની બાવન ભેરવ લાર ચઢે હો.
પાવાગુઢથી ચડે કાળકાને ચોસઠ જોગણુ ગાપર ભરે હો.
સો સો ઘોડે ચડે રાંમદે સાંપો કુંપો સાથ ચઢે હો.
એમ ગેબરા છુટે ભડાકા બાદશારા તંબુ ઝડે પડે હો.
આવે બાદ સારો પલંગ હાલીયો માથે લીલુ ડોમકરકરે હો.
હેઠે બાદશા હુપર ઢોલીયો કરમાં ઉભી અલા જપે હો.
અહ્લ ખુદા થારાનેટ કરોને બીબી રામાકુંવર રાજાય જપો હો.
હુમકેતો જાતા છોડોબાપજી મુકલીયોનીઆવું થારાદેશમાં હો.
કવડીઆળેને કરી પડાવું પડીયે ડા દેવળ ફેર ચણુ હો.
ગઢ દલડીમે થાન થપાવું ને ધપ, ઘર નેજા ગાડા કરૂ હો.
આઠ અગીયારસ મેળો ભરાવુ દીન ઉગતારી નીમણુકરૂં હો.
સો રૂપીયાંરો છતર ચઢાવું સવાલાખરી ડગ કરૂં હો.
હરચરણે ભાટી હરજી બોલીયા એવાં, એવી રમતો રામેરમે હો.

## ભજન

પીરાં પછમરારે માંય પીરજીરો થાંનજ હે પીરાં ચઢ ટેર.
એ મારારણુજારા રાવ હહુમાન થારે આગેફીરે પીરાંચઢજોમારા
નીલુડે અસવાર સાધાંરી રાંગા અરજ સુણે.
પીરાં ચઢીયા ઘોડે અસવાર થરહર તો માતા ધરણી કરે.
પીરાં મોતીડા તપેરે લલાટ તુરરોતો માથે ભગહુગ કરે.
પીરાં ચઢીયો માતા દેશરા દીવાણુ કળીંગ ઉપર દળ લે ચઢે.
પરાચરણુ અમારી રાખો લાજ હરજી તો ભાટી અરજ કરે.

## ભજન

આ કુપંથ ઉથાપે નર ઓછા, ધવળ પગરી ધુંસ કરે હેહે.
એનો કરણીરા કુડા અપરાધીરે, હાંદરસણુકીયાંમાનેદોસચઢે ટેર.
કુડાજકે સહાયરારે કુડા સાચા, મનને સોગ કરેરે ભાઈ.
મનકીયાં જયારી બ્રાંતીની ભાગી માતા કીયાં જયાંને મકરચઢે કુડ.
પાટમાંડને ભેળા હોય બેઠા ડગલાબાજપર, મોહ કરે ભાઈ.
સલારે પાસે ગરૂ શીશ મંગાવે કરણીરા હીણાં ગરૂ આપ કરે.
અ જ ણુકાજ કરે નર આઘા, રેણુગળે જયું રૂદન કરેરે ભાઈ.
હાથમે દીવલીયો હહાડે નાઈ દેખે દેખ દેખ તડા કુહુવે પડે.
આડારે પાહાડ અડી ખંભા ઉભા નમણુરી દરગા નહી નમણુ
કરેરે ભાઈ.
ગરૂજીરી ગાદીતે પાયનહી લાગે જયાંને તો સામીરાજાકેમમળે.
એક મારા ભાઇડાઓછાને હળવા જયાં સુતોમનમારોઘણોડરે.
હરજી કહે આપે અળગારે સકળ સુગરથ કરણીસે સંત તરે.

## ભજન

રણુજારા વાણીચો હલ્યો સમદરા, જાયરે જ્યાંને સામામળીયા.
રાંમદે જયાંને લળેને લાગુ હોજી, લળેને લાગુ પાયેરે.
લળેને લાગુ પાય.

બીક પડે તો વાણીચા મને હેલો મારે હોજી ૧
આચો સમદરાંરી તીરરેનાવણવાળાં નાવડા થારી નાવઓરેરી જી
નાવઓ લેરી લાવોરે નાવઓ લેરી લાવરે મે ભાડુદે સાના
વરો ઉતારો પેલે હોજી. ૨

ઉતારો પેલે પારરે ભાઇ ભતરીજા આપણાં વે બેઠા નાવા હોજી.
બેઠા નાવરે માંયરે નાવણવાળે નાર હલાઇ વે ઉતર્યા પેલે હોજી.
ઉતર્યા પેલે પારરે હીરલા માણેક વણજીયા જણે હદકી વણજી હોજી,
હદકીવણજીલાલરે વણજ કર પાછો ફર્યો વો આયો સમદરાં.
સમદરાં તીરરે નાવણવાળાના વડા થારી નાવ ઓલેરિ હોજી.
નાવ ઓલેરા લાવ મે ભાડેદેશાં નાવરા ઉતારો પેલે હોજી
ઉતારો પેલે પારરે.

ભાઇ ભતરીજા આપણા વે બેઠા નવાં હોજી બેઠા નાવરે માંયરે.
અડધે દરીયે આવીયા જ્યાંરી ડોલણ લાગી હોજી ૫
ડોલણ લાગી નાવરે મામામાતા સમરીયા પણ કોઇની આયે,
કોઇની આયો બેલરે ભુલેચુકે વાણીરેલીયો પીરાંરો હોજી.
લીયો પીરાંરા નામરે વડા વીરમદે છોટા રાંમદે રમતા ચાપાટ
રમતા ચાપાટ દાવરે ચાપટ રમતાં ભુજાપબારી તારી વાંણીયારી
તરી વાણીયારી નાતરે કેવો વીરમદે સુણો રાંમદેએ દરીયાવરા

એ હરીયાવરા ફેણુરે કેવે રાંમદે આવે વાણીયો વાતો કરસે વાતાં કરસે આયરે આહોચઢાય હઉ દેવળેળેને આદો પીરારે આદો પીરાંદે નામરે કુવો ખોદાઇ દઉ મોકળો ને સરવર બાંધુ સરવર બાંધુ પાળરે દેવળ ચણાય દઉં દીપતો ને ઉપર ઈંડા ઉપર ઈંડા ચઢાવુંરે હરચંદણું ભાટી હરજી બોલે મેળો રણુજો મેળો રણુજો માંપરે પાણીયારીરો ઝુલણો મેરા રણુજો હોજી

## ભજન.

થારો ભરોંસો ભારી અજમાલન થારો ભરોસો મને ભારીરે
ભાગ ભલા જેને રાંમદેવજી મળીયા રાંમોકુંવર નેજા ધારી
મંઝારીના વાલે બચ્ચા ઉગાર્યાં બળતી અગન માંઇએ હેહેજી
ભક્ત પ્રેલાદની પ્રતગા પાળી મ યે હરણાકંસ નાંઇ
કૌરવ પાંડવનું ભારથ રચીયું આવ્યા છે માર મારીરે
ટીટોડીના વાલે બચ્ચા ઉગાર્યાં પ્રગટ પડછો ભારી
ગીરધારીરે ગામ ગોકુળ વસાવ્યું ગોપાળ બનીને ગાયાચારીરે
પેસી પાતાળ કાળીનાગજ નાથ્યો પુરણ પડછા ભારી
ગીરી ગોવર્ધન કરમાં ધાર્યો ઇન્દ્રનો મદ ઉતારીરે હેહેજી.
વાસુદેવ દેવકીનુ દુખ ટાળવા મામા કંસને મારી.
ગજરાજ જ્યારે હુવા પ્યાસા ચાલ્યા સરોવર માંયરે હેહેજી.
જળમાં જઇ વાલે ઝુડને માર્યો, ઉગાર્યો ગજરાય.
સેન ભગતના સંસે ટાળ્યા આપ બન્યા હરનાઈરે હેહેજી.
હાથ કરજોડે ભાટી હરજી બોલે તો ગુણ પીરાંના ગાઇ.

## રામદેવ પીરના વીવાહ સમાપ્ત

# સગાળશા શેઠનું આખ્યાન

શેઠ સગાળશા સાધુને સેવે વાણીઓ પાળે વ્રત
ન મળ્યા સાધુ ને રહ્યા અપવાસી તારવાને આવ્યા તરત.
કૃષ્ણજી કુઠીયો થઇનેરે વેશ અતિતનો લઇનેરે,
ચંગાવતીએ ચર્ણાંમ્રત લીધાં નવરાવીને નાથ,
પલંગ ઉપર પધરાવીને સ્વામી કીધા સગાથ;
ખાંતે ભોજન ખીરનાં કીધાંરે પીરસીને આગળ દીધાં.
ખીરરોટલી અમે જમતા નથી, નથી અન્નનો અહાર,
માઝન લોક અમે માંસના અહારી, એમ બોલ્યા કીરતાર.
બાવો વચન બોલ્યા બધુ સમજી લેજો સાધુ,
કસાઇવડે જઇ કરીને છુપાવી લાવ્યા માંસ,
ચંગાવતીએ રસોઇઓ સુધારી પીરસીયો પરસાદ;
વાયુ ઢોળે નરન નારીરે, જમો તમે દેવમોરારીરે.
અમેરે મોટી માણુસની જમીએ પર મોટી ન પ્યાર,
અઘોર પંથમાં રહેવું, બેઉ ખાંડાની ધાર;
વાણીડાં વતંજ કુળશેરે, આવી અવીનાશી માગશે,
માંગ્યું વેચાતી માણુસ ન મળે, હૈએથી નહી હાર;
માત પીતાએ પરીણામ કીધાં દૈલૈયો સંહાર.
વાતો તો રહેશે વિવેક, દૈલયો બાલને લેખે;
બાળુનો તો ભાગ્ય દૈલયા, મન હમારી પ્રતીત,
માતા પીતા તારા મારવા બેઠા, આંગણે આવ્યો અતિત.

ધુતારો ધુતીને જાશેરે પાછળથી પસ્તાવો થાશેરે.
એ શું બોલ્યા ગુરૂજી અમારા માવીતર છોડયા કેમ જાય
નવ માસ જેને ઉદર રાખ્યો ગુણ ઓશીગણ થાય
ભક્તિ મારી શીરને સાટેરે શું થાએ મસ્તક માટે
હું જાણું તો લોભી લાજે ભોરીં ના ડીગે ભર
મેરૂ અચળ ડોલવા લાગે આકાશને આધાર.
મેહગમણ મઝા ના મુકેરે કેલેયો સત્ય નચુકે
રજારે લઈને ત્યાંથી કેલઈયો આવ્યા પોતાને અવાસ;
માત એ સુખનાં બીડડા લીધાં નાખીને નિસ્વાસ;
આવતો દરમા લીલાર મારવાનો પરીણામ કીધો
એ શું બોલ્યા માતાજી અમારાં નાખી નીસાસો
સફળ મનખો કેલઈયાનો માંસ જમે મહારાજ
ધન્ય ધન્ય આજનો દહાડોરે જુગનેથી જીવાણને જમાડો
માત પિતાએ મને મળીને છેદયું કેલઈયાનું શીષ,
ઝણઝટતી તો ઓણું કીધી, જમાડયા જગદીશ
ખેલ રચ્યો છે ખારોરે પ્રભુ હવે પારણું કરો
નાથ કહે મારી નજરે લાવો, પુત્ર તમારો છે એક.
મુસ્તકની તમને માયા લાગી છે, એમ અવીનાશી કહે
તમે છો નરને નારીરે જુવો મન વાત વિચારીરે.
ખાંડણું ખાડો સુખેથી હસો, કોરા પાલવ પેર,
આંખોમાં તમે અંજણું આંજો, મનમાં ન આણો મહેર
તમે છો સાચા સતીરે એમ બોલ્યા જુના જતિ,

મસ્તક લઇ ખાંડણીમાં ખાંડે પિતાને વળી માય
આંખોમાં તમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય,

ભોજનીઆં તો ભાવશું કીધાંરે, પીરસીને આગળ દીધાં
સત્યવાદી તમે સાંચાં સતી, સત્ય અમારે છે એક,
વાંઝીયાનું અમે જમતા નથી, એવું અવિનાશી કહે.
તમે છો નરને નારી, જુઓ મન વાત વીચારી.
સગાળશાના મનમાં ચોરી બીજુ ન મળે બાળ,
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો નિશ્ચે ખુટ્યો કાળ.

અંદગીઓ તો સંતની કરીએ, નીકર વણુ મારી મર એ,
સગાળશા કહે પુર્વ જન્મનાં પ્રગટયાં અમારાં પાપ,
ગુરુ દુભાએ ગોતરો માર્યો, મારેલા માને બાપ.

ડુંગરાંયે દવ લગાડયો, તેં તો મારો ખેલ બગાડયો;
ચંગાવતી કહે પાંચ મહીનાનું મારે છે ઓધાન,
ભલે આવ્યા સ્વામી ભાવે, અમારે તમ સરખું કામ.
ઘણું મેં તો તમને ધાયોરે, તમે મારા ખેલ સુધાર્યા.
ચંગાવતીએ છરી લીધી, પાળી મારી પેટ માંહ્ય,
અચાનક નાઠા ઉઠીને, બહુનામીએ ઝાલી બાંહ્ય.

સાચી છે ટેક તમારી, માગો કહે દેવમોરારી,
કેલઇયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર,
પછી સતી બોલ્યાં વિચારી, ભુદર દેજો ભક્તિ તમારી;

ભણુતો ભણુતો આવ્યો કેલયો, લાગ્યો હરિને પાય;
માતાએ મોતીડે વધાવ્યો, હૈડે હરખ ન માય.
દાતારે તો દર્શન દીધાંરે, લ્હાવો લાખેણા લીધા,
શગાળશા શેઠ ચંગાવતીએ એવું ધરાવેલું નામ;
ભાણુ પ્રતાપે ભણે રતનદાસ, તેને તરછોડીએ કેમ.
મોહનજી મળવાને માટેરે, જાવું છે વૈકુંઠની વાટે.

---

## કાયબા કાયબીનું ભજન

કાયબો અને કાયબી, એ તો હુતા સુંદરીનાં દાસ,
દરશન કારણે બારણે આવ્યાં રાખીને વિશ્વાસ,
આવતાં નજરે ભાળ્યાં, ઝાલીને બાંધી માર્યો;
કળકળમાં તું કાયબીને ભુંડી, રામધણીની રીત છે રૂડી
કાયબો કહે છે કાયબીને ભુંડી તું ધારણ રાખ ધીર,
આપણને ઉગારશે વહેલો જુગત જાદવ વીર.
ચિંતા મેલી શરણે આવો, મારવા નહિ દે આવો રે
વારે વારે તુંને વારતી કથ મારૂ ન માન્યું કેણ.
કોણ આવ્યો કોણ રાખશે તમે નીચાં શું ઢાળો નેણ
પ્રભુ તારો નાવીયો પ્રાણી માથે આવી મોત નીશાની,
અબળાને ઇતબાર ન આવે, કરે કોટી ઉપાય,
કીધું ન માને કોઇનું ગાયું પોતાનું ગાય.
એવી વિશ્વાસની વાણી પ્રથમ પહેલી મત છે પાની ૪

ચણી કહે કયાં ગયો તારો રાખણ વાલો રામ.
ણ ગયા પછી પહોચસે શું કરશે તારો રામ;
ના રાણી મતી મુઝાતી તુટયા પછી ઝાલવું તાણી ૫
કિમજી ત્રણ લોકમાં મારે તારો વિશ્વાસ,
ટક પડે ત્યારે આવજો મારા આતમના આધાર ૬
ગઆળની વાત છે હેલી થાજો અનાથના બેલી
યારે કાચણી કહે કોણ ઉગારે તારો જાતો રહ્યો જગદીશ
ાર દીવસથી અળગાવીઆ, લઈને ગોઠવી વીચોવીચ;
ેમાંથી જો ઉગરીએ પાણી બહાર પગ ન ભરીએ ૭
ળતી સોચતો બેઠો મારી પીઠ પર રાખું પ્રાણ
ીખા કરે છે મારા નાથની એતો મારે છે મુજને બાણ
ાલો મારો આવશે તારૂ આપણને તારવા સારૂ ૮
ાચણી કહે કરતાર ન આવ્યા અને આપણો આવ્યો અંત
ારી નથી કોના હાથમાં તમે તે શું બાંધ્યો તંત
જેનો વિશ્વાસ છે તારે તેનો ઇતબાર નથી મારે ૯
વીઠુલજી મારી વારે ચઢજો શામળ કરજો સહાય
લાજ લોપાસે લોકમાં પછી બાજી કોની વાર
હરી મારી હાંસી થાશે પ્રભુ તારી પતીત જાશે ૧૦
ત્યારે કેશવજીએ કરૂણા કરી મોકલ્યા મેઘ મલાર;
આધાણમાંથી ઉગારીયા બોલ્યા કાચબાને કીરતાર
ભોજલ કહે ભરૂસો જેને શ્રીકૃષ્ણજી તારસે તેને

સમાપ્ત